# શેઠ નથ્થુભાઇ ટેકચંદ.



## એક રમુજી વાર્તા.

બનાવી પ્રગટ કરનાર,

ન ગી ન દા સ   મં છા રા મ.

એડીટર—"ભીમ સેન" તથા "કામ ધેનુ."

ઠેકાણું—ભુલેશ્વર, બીજો ભોઈવાડો—મુંબઈ.



મુંબઈ.

"ભુલેશ્વર" છાપખાનામાં છાપી.

સને ૧૮૯૪.

કીમત ૨ આના.

૫૬૨૮

# ૫૫૬૩
# શેઠ નથ્થુભાઇ [illegible]

## કુંવારાની કાહાણી—પરણેલાની પિડા.

જુઓની ભાઇ, બંદા સોળ વરસના સાંઢિઆ બન્યા ત્યાં સુધી તો નાદાન બચ્ચા દાખલ ખપ્યા. દુનિયાદારીનું ભાન તો મળેજ નહીં, ને ખાઇ પીને ચેન ભોગવતા. પણ પછી તો મુછો ફુટવા માંડી. ત્યારે હવે આપણો ભાવ ધીમે ધીમે શેર બશેર વધવા લાગ્યો. પેહેલાં તો આપણી સામું કોઇ જોતું એ નોહોતું કે નથુભાઇ કઇ જહાનમની ખાડીમાં પડયા છે! પણ છે તે કેજે જેમ જેમ સત્તર વરસને પગથીએ પોહોંચવા લાગ્યા કે સઉ કોઇ "આવો શેઠ, બેશો શેઠ, ખાઓ શેઠ, પીઓ શેઠ, કરીને સંસારમાં માનના પુતળા દાખલ માનવા લાગ્યાં. એટલે મોતની પથારીમાંથી માંદગીને બિછાને આવ્યા! અને હવે તો આપણે ભાઈ સાહેબ જેવા વીશ વરસની વયે પોહોંચ્યા કે જોઇ લો મઝા! ભાઇનો ભપકો વધ્યો! બારેખમના ભંડારમાં હોમાયા! મરદની માં બન્યા! જાણે કે મોહોટા માણસની દુનિયામાં બોટજ પડી ગઇ હોયની તેમ અંકાયા! પણ તેની સાથે બીજી પિડા વળગી! ભાઇબંધ દોસતદારો ટપોટપ ટોકવા મંડી પડયા કે "ભાઇ હવે તો પરણવું જોઇએ. હવે તો તારી ઉમ્મર પરણવાને લાયક થઇ ગઇ; માટે લગન કેમ કરતો નથી? ચાલ જલદીથી ઘોડે ચઢ! એ પ્રકારે જેમ શાકરના ગાંગડા પર માખીઓ તુટી પડે તેમ મારા પર બધાઓ માખીની માફક તુટી પડયા! તેમ કેટલીક સારી ફાંકડી ને નાજુકડીઓનાં માંગા પણ આવવા લાગ્યાં. કન્યાઓની પણ જાણે તુટા તુટ પડી! તેથી સગાં વાહલાંઓ મારાં બોકડાં જેવાં માંબાપોના જીવ ખાવા લાગ્યાં કે "કંકુ ચાલ્લો કરવા આવે છે ત્યારે મોં જોવા શું જાઓ છો?! જાઓ મારા સાહેબ એ તો વિંધ્યું તે મોતી." પણ આ વાતને મારી માં એક કાનેથી બીજે કાને કાહાડી નાખે, ને બાપ પણ તેમને અગડમ બગડમ સમજાવી વિદાયે કરતા. પણ વળી હું તો મારા પર ભુલા મિત્રોની મજાક કરતો કે "કેમ ભાઇ સાહેબ, સરકારે ચાર જાણ્યા, હવે પાંચમાની તઇયારી પણ છેજ! હવે તો તમે પાંચ બચ્ચાં કચ્ચાંઓનાં બાપ બનવાના! અને એમ કરતાં બચ્ચાંને ઘેર કચ્ચાં થશે એટલે દાદા બનશો!" એ પ્રકારે જેવો દોસતદાર તેવી તેની મજાક બનાવી ખાસી ગંમત કરતો.

પણ હવે મારી મશ્કરી થવાનો વખત આવ્યો! તેઓ મને કેહેવા લાગ્યા કે "કેમ ભાઇ બુઢા બની ને ધોળા વાળ ઉગશે ત્યારે પરણવાના કે?! હા યાર તેમજ કરજો કે બાઇ ઘર જોગ થાય ને ભાઇ મસાણ જોગ થાય! અને બાયડી આવે તેને વળી ઉંચકીને જાણે પેટની છોકરીને રમાડતા હો તેવો લાહાવો પણ સાથે સાથે મળી જાય, અને એક પંથ ઓર દો કાજ થાય!" એ આદિક અનેક પ્રકારે તેઓ મને વગોવતા! આથી મને પણ ૨ રમાવા જેવું જણાયું તથા મનમાં 'બાયડી' બાયડી થવા લાગ્યું! મારા મિત્રોમાં કોઇને બબે બાયડી, ને મને તો એકના પણ સાંસાં! હાય કરમ! આ સઘળો રંગ રસ જોઇને આપણે તો આકુળ વ્યાકુળ બની ગયા! મારા દોસ્તોને તેમની અલીઓ બધું હાજર ને હાજર રાખે, ને આપણે તો હાથ હલાવીએ તો શુક્કરવાર વળે! કબાટમાંથી ધોતિયું કાહાડું ને ફાટેલું જોઉં કે બાયડી યાદ આવે! એ ચાર દાહડે કપડાં તો બદલવાજ હોઈએ, પરંતુ હાથે કાઢવાં પડે એટલે જાણે ટાઢીઓ તાવ આવે! અને તેમાં પણ વખતે ફાટેલ

મુજબ ર
ફરીએ ફરવા
ગમે નહીં !
જાણે સાથે આપણા શેઠાણી
... તા ટાહાડા પોહોરના તડાકા હાંકવામો કેવો રસ પડે ! શેઠાણી વગર સ્વાદ શું આવે ! બીજા સોબતીઓને પોતાની પ્રિયાઓ સાથે વખતે ખુશ ખુશાલીમાં ગપ્પાં મારતાં જોઉં કે મારો જીવ બળીને ખાખ થઇ જાય ! સારી સારી સભાઓ ને મંડળીઓમાં બધાએ બાયડીવાળા ભેગા થાય તેથી માત્ર આપણેજ ઠોલિયામાં ગણાઇએ ! વળી ન્યાત જાતમાં પણ એવીજ મોહોકાણના સમાચાર જાણવા ! કોઇ માણસમાંજ જાણે ગણે નહીં! અરે મારા સાહેબો ! મારા સંતાપની શી વાત કહું ! બાયડી વિનાનો તે સંસાર શું કામનો ! ! નહીં ખાવું ગમે કે નહીં પીવું ગમે ! રાતના કલાક બે કલાક ઉંઘ્યા ન ઉંઘ્યા એવું થયાં કરે ! ઉજાગરાની તો વાતજ ન પુછવી ! પાસે નહીં વાત કરનાર કે હુંકારો પુરનાર ! ઘણો જીવ અકળાય ત્યારે ઘડીઆળની સામું જોઇ ક્યારેને રાત જાય તેનું ભજન કરતો બેશું ! મહા મુશીબતે રાત વીતે, અને જેમ તેમ કરતાં પ્રભાતનાં દરશન થાય એટલે વળી પાછું "બાયડી" કરતું મન ચકડોળે ચઢે ! વેપાર કેવો ને રોજગાર કેવો ! કોઇને કાગળ લખવા બેશું તોપણ ભુલમાં "બાયડી' કરીને ચીતરાઈ જાય ! તોબા પરમેસ્વર ! બાયડી ! બાયડી ! ! બાયડી ! ! !

પ્રિય વાંચનાર! બાયડીના નામના વલખાની શી વાત કહું એક દિવસે એવું બન્યુ કે રાતના સ્વપનું આવ્યું કે, જાણે કોઇ સુંદર રંગિલી-છબિલી કુંવારીકા મારી સાથે લગ્ન કરવા માટે બારણામાં આવીને ઉભી છે ! આ સ્વપનાએ પછી કેવી મઝા કરી મુકી ! બંદા લાગલા પથારીમાં બેઠા થયા, ને પરણવાની હોંસમાં ને હોંસમાં જાણે હમણાંજ માંહ્યરામાં વર કન્યાનો હસ્ત મેલાપ ...નો હોયની ! તેવી ઉલટમાં આપણે નામદાર ...વી ગયા ! અને તડાક લઈને કબાટ ઉઘાડી ...થી પેહેલા નંબરના વાર તેહેવારે પેહેરવાનાં કપડાં ઝટપટ પેહેરી લીધાં, ને ખાંધ પર કસબી દુપ્પટો નાખી મુંછો મરડતા હોંસમાં ને હોંસમાં દાદરેથી ધડ ધડ ધડ નીચે ઉતરી પડયા! જુવાનીનું જોર ને પરણવાનો તોર ! એટલે દાદર પણ ઉતરતાં ઉતરતાં ગાજી ઉઠયો ! આથી ઘરમાં માંબાપ પણ એકદમ હાંફલાં ફાંફલાં બની ઉઠી પડયા ! અને મને ચીનનો સાહુકાર (ચોર) જાણી ધુમરાણ કરી મુકયું ને સાથે ધબોધબ મેથીપાક જમાડયો તે તો વટાવમાં ! આ રમખાણ સાંભળી પાડપડોસી વગેરે નગર જનો ઘરમાં દોડી આવ્યા, અને અધુરામાં પુરૂં અંધારૂં હોવાથી કોઇએ મને ઓળખ્યો પણ નહીં ! તેથી તેઓ પણ આંખ મીંચીને જેમ ધોબીનાં લુગડાં ધુએ તેમ મને ધબોવી નાખ્યો ! એક તરફ દલગીરીના ડુંગરમાં ગરક થયલો ને બીજી તરફથી અથાગ મારથી મરણતોલ બનેલો હું તો કંઈ પણ બોલી શકયોજ નહીં ! તેમ કીધું હોત તો સ્વર પણ પારખી શકાત ! પણ નશીબનાં બળિયા, ત્યાં શું કેહેવું! તોપણ હવે મારનો તો છેડો આવ્યો ખરો ! સઉએ દીવો સળગાવવાની તજવીજ કરી, અને મારી માતુશ્રીએ દીવો કીધો, ને આપણે નામદાર અધમુવા જેવા પડેલા હતા ત્યાં દીવો ધરી મોં જોયું ! એટલે જોઇલો તમાસો ! સઉએ પારખી કાહાડયા કે " આ તો આપણા નથુભાઇની સ્વારી છે ! માંબાપનો જીવ બળી ગયો ! તમાશો જોવા મળેલા લોકો પણ શરમિંદા બનવા સાથે મારી મોહોકાણની મશ્કરી કરવા મંડી પડયાં ! અને ફજેતાનો કંઇજ પાર રહ્યો નહીં ! સઉ પૈત પોતાને ઘેર વિદાયે થયા, અને મારી વહાલી માં અને મારા હઇયાના હાર પિતા મારો બોરકુટો થયલો જોઇ બહુ રૂદન કરવા લગ્યા, અને મારે આખે અંગે ગરમ શેક કરી મારી મનમાનતી આગતાસ્વાગતા કરી મને શાંતિ આપી. બાદ ધીમે રહીને મેં તેમના પુછવાથી તમામ કરમ કથા કહી સંભળાવી. કેવું વાતનું વતેસર થઇ ગયું ! તેઓ પણ ઘણોજ ખેદ પામ્યા, અને નિરાશ થઇ વિલાપમાં પડી ગયા ! પ્યારા વાંચનાર, મારા માતપિતાનાં તે દુઃખની દશા શી રીતે દરશાવું ! તેમજ મારી કમનશીબ કંબખ્તી

ની પણ શી વાત વર્ણવું ! તે સમયના સંતાપનો તમને કંઈ પણ ખ્યાલ આવશે ખરો ! બાયડીની ઝંખનાએ કેવો દાટ વાળ્યો ! અફસોસ ! અફસોસ ! ઇશ્વર કોઇને કુંવારા નહીં રાખશો.

પણ "માહું થાય તે સારાને કાજે" એમ માનવું ; કેમકે ઉપલા દુઃખદાયક બનાવથી મારા માંબાપના મગજમાં ચોકકસ ઠસી ગયું કે "ભાઇને માટે હવે કોઇ પણ પ્રકારે બનતી તાકીદે વહુ લાવવી જોઇએ." એની સાથે તેઓ હવે કન્યાની ખોળ કરવાને પણ મેહેનત કરતા થયાં. પણ એટલામાં વળી એક બીજું કૌતક જાગ્યું.! એક મશ્કરા પુરૂષે પોતે જાણે કે કુંવારિકા હોય તેવા વેશમાં મને માત્ર બનાવવાને ખાતર એક પત્ર લખ્યો, જેમાં નીચે પ્રમાણે લખવામાં આવ્યું હતું:—

પત્ર.

મારા પ્યારા,

મારા સાંભળવામાં આવ્યું છે કે, આપ એકાદ કુંવારિકાની શોધમાં છો. જો તેમ હોય તો આ પત્ર લખનારૂં નાજુક કુંવારિકા આપ જેવા એક અમુલ્ય રત્ન રૂપ પુરૂષ સંગે હસ્ત મેલાપ કરવાને અત્યાનંદ સહ તત્પર છે. આપની જો ઇચ્છા હોય, અને મારા વિષે વિશેષ માહિતી મેળવવાની ઉમેદ હોય તો કૃપા કરી રાત્રી સમયે મારે ઘેર મારા માતપિતા સમક્ષ પધારવા તસ્દી લેશોજી. મારૂં રેહેવાનું ઠેકાણું વાણિયાવાડમાં છે, ને મારા ઘરનો નંબર ૩૪૭ છે. આશા છે કે રંક દાસીને ત્યાં પધારી ગરીબ ગૃહ પાવન કરશો. એજ વિનંતિ.

લી૦ આપની આજ્ઞાંકિત

* * *

પ્રમદા.

ઉપલો પત્ર વાંચતાની સાથે આપણા હરખનો કંઇ પાર રહ્યો નહીં ! અને જાણે તે કન્યાને પરણીજ ગયો હોઉંની ! તેવો આનંદ ઉભરાઇ ગયો ! એટલામાં આગળનો ફજેતો યાદ આવ્યો, અને એવું થયું કે "આ પત્ર બાપાને વંચાવી જોઉં" પણ તેમ કરતાં વળી વિચાર થયો કે "પાણી પેહેલાં પાળ ન બાંધવી. પ્રથમ તે કન્યાને મળી જોઉં; બાદ બાપાને વિદિત કરૂં." આમ વિચારી તે કુંવારિકાને, મળવાનો (... તેની રાહ ... મુન ... ચિત્ર વિચિત્ર વરઘોડા ઉઠયા ક... કંઇ સુઝે નહીં! ખાવાનું કેવું ને પીવાનું કેવું ! સઘળું સમશાન જેવું લાગે! ને બંદા રાત પડવાની રાહ જોયાજ કરે ! બાયડી વિનાનો કેવો બળાપો ! હાય કરમ! આવડો મોહોટો થયો ને બાયડી નહીં! આ તે કેવું નશીબ ! રામ ! રામ ! રામ !

સાયંકાળ થયો-રાત્રીનાં દરશન દેખાયાં. ઘેરે ઘેર દીપક થયાં. ત્યારે બંદાની સ્વારી બડા ઠાઠ માઠમાં છેલ છબિલાની માફક ઘરમાંથી નીકળી. માતાએ પુછયું "ભાઈ આજે સારાં કપડાં પેહેરીને કયાં જાય છે ?" મેં અરધો પરધો જુવાબ દીધો કે "મારા દોસ્તદારને ત્યાં આજે નાચ છે તે મીજલશમાં જાઉં છું માં." એવી રીતે ટુંકમાંજ પતાવી વિચાર કરતો કરતો મારા પર પત્ર લખનાર પ્રિયાને ત્યાંજ પોહોંચ્યો. તેણી પણ મારે માટે જાણે તાકી તાકીને રાહ જોયાં કરતીજ હોય તેમ બારણામાં મારાં બુટનો ખડખડાટ સાંભળતાં સપાટાબંધ મારી સન્મુખ દોડી આવી, અને મારો સત્કાર કરી મને તકીએ બેસાડી તે પ્યારી નાજુકડી પોતાનાં માતપિતાને બોલાવી લાવી. તેઓએ પણ મને મનમાનતો આવકાર આપ્યો, અરસપરસ ખુશ ખુશાલીના પ્રશ્નોતર થયાં, અને પ્રસંગ કાહાડી મારી સંગે પોતાની પ્રિય પુત્રીની લગ્ન ગાંઠ બાંધવાને ઉત્કંઠા બતાવી. આપણને પણ "ભાવતું'તું તે વઇદે કહ્યું" તેવી રીતનું બન્યું. એટલે આખા અંગમાં આનંદ આનંદ પથરાઇ ગયો. સઘળી રીતની અન્યોઅન્ય કબુલાત થઈ ગઇ, પરંતુ માત્ર મારા માંબાપની આજ્ઞા લેવા જેટલી વાત અધુરી રાખી. ત્યાંથી ઉઠી હું એ ચાર ફલંગ મારતો જેમ કુતરો મોંમાં હાડકું લઇને કુદે તેમ કુદતો કુદતો ને મનમાં મલકાતો એકદમ ઘેર આવ્યો. એ વખતે રાત્રીના આશરે ૧૧ વાગી ગયલા હોવાથી ઘરમાં તો સઉ નિંદ્રાવશ થઇ ગયાં હતાં. તેઓને મેં તાબડતોબ જગાડયાં મારાં માતાપિતાની સન્મુખ સઘળી બિના સંભળાવી. તેઓ પણ ખુશાલીનાં ખીલી ની



કેલટમાં ઉભ ડુ ભટ ગોર- ., અને મારા ભાને ઘેર તે- . સંદેસો કહાવ્યો કે "હવે લગ્નનો દિવસ કાઈ કાબેલ જોશી પાસે જોવડાવી નક્કી કરી કહેવડાવજો. લાડુ ભટે તે પ્રમાણે કીધું, અને અંતે કેટલીક માથાકુટ પછી માગશર શુદ પાંચેમના લગ્ન કરવાનો ઠરાવ થયો, અને તે દિવસે સુર્યાસ્તની લગભગ મારા મહિમાવંતાં લગ્ન થયાં. ખુશ ખુશાલી ને આનંદ મંગળનો કંઈજ પાર રહ્યો નહીં, ને જાણે સ્વર્ગનું સુખ તો માંય્યરામાંજ મળી ગયું હોયની તેવું મને તો લાગ્યું! આહા! દોસ્ત. એનાથી વિશેષ સુખ સ્વર્ગમાં તે બીજું કયું હશે! કંઈજ નહીં! છટ છટ, એનાં મોં આગળ સ્વર્ગને શું પોક મુકવું'તું! બાયડીના કરતાં બીજું વધારે સુખ વળી કઈ જહાનમની ખાડીમાં હશે?!

હવે તો બાયડી મળી. લગ્ન ક્રિયા સમાપ્ત થતાંજ બે ઘોડાની ગાડીમાં પ્રિયાને લઈને ઘેર આવ્યો, અને જીવને એટલી તો ઠંડક મળી કે કંઈ વાતજ કહેવાની નહીં. તેમાં વળી મારા આનંદમાં વૃધ્ધિ કરનારૂં મારૂં મિત્ર મંડળ ઉપરાચાપરી મને મળવા આવતું ગયું, અને મારી અલીને જોઈને સઉ કાઈ હરખાવાની સાથે તેમના પેટમાં સામી બળતરાં થઈ કે "હાય હાય, આપણને પણ આવીજ રૂપાળી સ્ત્રી મળી હોત તો સારૂં કેની?! એ પ્રકારે તેઓ મારી અલીને જોઈને અદેખાઈ કરતા ને મનમાં બળતા જણાયા, જેથી મને એવું થઈ આવ્યું કે "આ અદેખાઓ અહીંથી હવે જાય તો સારૂં. અને આખરે તેઓ ધીમે ધીમે ખસતા પણ થયાં. એ ટલે બંદા ને મિસિસ બંદા (અલી ને અલો) બંને જણા કોટે વળગીને નવી નવી વાતો કરવા લાગ્યા, અને હવે ધીમે ધીમે તેણીને જુદાઈની ગાંઠમાંથી છોડવી પતિ પત્નિની રીતિ નીતિમાં લાવી તેણી એક ઉમદા ને પતિવ્રતા નારી નીવડે તેવી રીતનો બોધ તેણીનાં હૃદયમાં મેં ઠસાવવા માંડયો. તે પણ ૧ળી ઢાલી ઢમરી ને સમજુ લાગી કે હું જે કંઈ તો તે વખાણ કાન દઈ બરાબર સાંભળતી, અને મને જાણે અંતઃકરણથી ચાહતી હોય તેવું તે બતાવતી. તેમ તેમ આપણે પણ શિખામણના પ્યાલા પાવાની કશર કરતા નહોતા. એવી રીતે અમારો આખી રાત્રી વીતી, અને બીજા દિવસની પ્રભાત પ્રકાશતાંજ પછી તો તેણી પોતાને પિયેર ગઈ; કારણ પ્રથમ પ્રારંભમાં મારે ત્યાં તેણીને ઝાઝા દિવસ રાખવી એ હિંદુ રીતથી તદ્દન ઉલટું ગણાય. તેથી મેં મોહોટી ખુશીથી તેણીને જવાની આજ્ઞા આપી.

પણ યા નશીબ! મારી બાયડી પિયેર ગઈ તે ગઈ! તેડાં પર તેડાં મોકલ્યું તોપણ આવેજ શાની! મારાં માંબાપે પણ ચોગરદમથી કેહેણાં મોકલ્યાં, પરંતુ કોણ ગાંઠે! તેણીનાં માંબાપ કંઈ જુવાબજ નહીં દે! આખરે દાહડાના દોહોડસો તેડાં મોકલ્યાં ત્યારે છેવટે તેમણે રોકડો જુવાબ દીધો કે "કોણે છોકરી પરણાવી છે? જેણે પરણાવી હોય તેમને પુછો!" આવા ટાંડિયા જુવાબથી મારાં માંબાપનાં કરતાં મારૂં તો વળી વિશેષ પાકી આવ્યું! બંદાનો મિજાસ હાથથી ગયો! જીવ આકાશ પાતાળ સુધી કુદકા મારવા લાગ્યો, અને કયો રસ્તો લેવો તેનો મોહટો વિચાર કરવામાં મન રોકાયું. અંતે થાકયો, હાર્યો ને કંઈજ ઉપાય સુઝ્યો નહીં ત્યારે ગુપચુપ કોરટમાં દાવો માંડી કોરટની મારફતે બાયડીને બોલાવવાનો રસ્તો લીધો. કોરટે સમન્સ કાહાડયા, અને તેની સાથે ઠરાવ પણ પાડયો. ઠરાવનો દિવસ ઘણો નઝદીક હોવાથી દાહડા જતાં વાર લાગી નહીં. ઠરાવને દિવસે કોરટમાં મારી સાસુ તેમજ મારા સસરા હાઝર થયા, પરંતુ મારી અલીને સમન પોહોંચેલો નહીં હોવાથી તેણી આવીજ નહીં. કોરટને મેં અરજ કરી કે "સાહેબ, મારી સ્ત્રીને હજી સમન પોહોંચ્યો નથી, ને તેનું કારણ એજ કે આ લોકોએ (તેણીનાં માંબાપે) તેણીને ઘરમાં સંતાડી રાખી છે; માટે વારંટ કાહાડી તેણીને પકડાવી મંગાવવાનો હુકમ થવો જોઈએ. આ પરથી પ્રથમ કોરટના ડોળા પણ ચઢી ગયા, પરંતુ સામા પક્ષને પુછતાં તેમણે તો એવી રહાકડાની વાત રજુ કરી કે મારી હાર! તેમણે જણાવ્યું કે "સાહેબ, અમારે છોકરીજ નથી! તેમણે

પ૬૨૮

કોને હાજર કરીએ ?! અમારા આખા ઘરમાં છોકરી કે છોકરો—કંઇ પણ ફરઝંદ નથી! અને તેના અમારી પાસે ફરમાવો તેટલા શાક્ષી અમે અત્રે હાજર કરવા તઇયાર છિએ !" આ સાંભળી કોરટ પણ દંગ બની ગઇ, અને મારા તો હોસકોસ ઉડી જવાથી કોરટમાંજ ગબડી પડયો ! તે વખતના ફારસની શી વાત કહુ ! એક જબરી રમુજ આખી કોરટમાં થઇ રહી ! અને તે રમુજમાં કેસ નીકળી ગયો! મને જેમ તેમ કરી મારા માંબાપ ગાડીમાં નાખી ઘેર લઈ ગયા, જ્યાં થોડીક વારે શુદ્ધી આવ્યાથી મને અત્યંત ખેદ થયો, અને નગરના બીજા લોકોથી મને પાપનો ઘડો જણાઇ આવ્યો કે, તે લોકોએ મારી માત્ર મશ્કરી કરવાના હેતુથી એકાદ કોળી કે દુબળાના છોકરાને સ્ત્રીનો વેશ આપી તેનાં લગ્ન મારી સાથે કીધા હતાં ! જુઓ મઝા! કેવી રમુજ! મારી કેવી જબરી મશ્કરી ! આ ફારસ ને ફજેતી કેટલે દરજ્જેની ગણી શકાય ! તે સમયે મને એવુંજ થઈ આવ્યું કે "હવે દુનિયામાં મોં બતાવવું એનાં કરતાં મરવું સારૂં." પણ મારા મિત્રો તેમજ મારા વ્હાલા માત પિતાએ મને ધીરજ આપી ઘણોજ શાંત કીધો, અને એ પ્રકારે દિવસ જતે ધીમે ધીમે મારૂં દુઃખ હું પણ ભુલતો ગયો, ને ગયું ગુજર્યું વિસારી દીધું.

એ સઘળું તો થયું તે ખરૂં, પણ હવે બાયડી વગર શું કરવું ? હવે કોની સાથે લગ્ન કરવાં? બાયડી ક્યાંથી મેળવવી? ન્યાતમાં પણ કોઇ કુંવારિકા મળે નહીં કે તેની આશા રાખવી ! ત્યારે શું કરવું ? તેનો ઘણોજ ઘાડો વિચાર અહોનિશ મનમાં ને મનમાં મુંઝવણ ભેળા લપટાયા કરે ! ચોગરદમ નિઘા ફેરવી જોઊં પણ કશો શુક્કરવાર વળે નહીં ! જ્યાં જોઉં ત્યાં નિરાશા ને અંધારૂજ દેખાય! હાય કરમ! હવે કોને કેહેવું ને શું કરવું ! તન, મન ને ધન ખરચતાં પણ વળે નહીં ત્યાં નાઇલાજ ! લાચાર ! અફસોસ! દુનિયામાં બાયડી વિનાનાં કેવાં વતેખા! તોબા ! તોબા ! ! તોબા ! ! ! પઇસા વગર ચાલે ! માંબાપ વગર ચાલે ! ઘરબાર વગર ચાલે ! અને સગા વગર ચાલે ! પણ ઓ મારી અલી ! તારા વગર તો એવી મો[illegible] તેનાજ માં[illegible] સાંસા કરવું ! શું મરવું ?! તેમ તો નહ[illegible] મરતાં મરતાં બાયડીમાં જીવ રહી જાય તો મુવા બાદ ભુત થવાનો વારો આવે ! માટે તેમ તો કદી કરવુંજ નહીં, પરંતુ કોઇ પણ પ્રકારે બાયડી મેળવવી ને જરૂર મેળવવી !

પણ હવે બાયડી ક્યાંથી મેળવવી ?! એ તે કઇ એવી વસ્તુ છે કે બજારમાં વેચાતી મળે છે ! તેમ કોઇની બાયડી પણ છીનવી લેવાય નહીં ! ત્યારે હવે શું કરવું ?! કયો રસ્તો ?! મારાં માંબાપ પણ રાત દાહડો મારે માટે હાય અફસોસમાં પડયા ! અને મારી વાહલી માં તો જાણે ગાંડી ઘેલી બની ગઈ ! આખરે મને એક ઉપાય સુઝી આવ્યો ! મેં તરતજ ગોરને બોલાવ્યો. લાડુ ભટ ગોર પણ તેડું જતાંની સાથે તરતજ આવી પોહોંચ્યા. અને તેમને મેં માન આપી તકીએ બેસાડયા. બાદ હાથ જોડીને કહ્યું કે "મહારાજ, તમારા રાજમાં મારા જેવા વર કુંવારો રહે, એ શું ?! કોઇ પણ પ્રકારે તમારે મારો ઘાટ બેસાડી આપવો જોઇએ. તમે મારા પોતીકા શા કામના ?! માટે ગમે તેમ કરીને એટલું કામ કરી આપો. તમારો ગુણ હું રાખનાર નથી, ને તમને કેહેશો તે પ્રકારે રાજી કરીશ." આ સાંભળી લાડુ ભટની છાતી એક વેહેંત ઉછળી ! અને ખાસો જબરો તડાકો પડવાની મોહોટી આશા બાંધી યજમાનને જણાવ્યું "ભાઈ, તમે કિંચિત પણ ચિંતા નહીં કરો. ઇશ્વર કરશે તો આજ ગોર તમને એક માસની મુદતમાં માંહ્યરામાં બેસાડશે." આવાં વચન સાંભળી બંદા પણ ફુલાયા, પણ આગલી ફજેતી યાદ આવી ! તેથી લાડુ ભટને બરાબર ચેતવણી આપી કહ્યું કે "જો જો મહારાજ, આગળની માફક છેતરપિંડીના સમાચાર નહીં થાય ! તે માટે બરાબર ચોકસાઇ રાખજો હોં કે ?!" લાડુ ભટે તે પરથી પોતાનું દોહોડ મણનું ડોકું ધુણાવી ખાત્રી આપી, અને પછી તરતજ ઉઠીને ચાલ્યા. આપણે પણ ઘરમાંથી લુગડાં પેહેરી બાહાર પધાર્યો, અને દુકાનની



જ્યા ત્યાંથી
ણ તો સારી
હતા ... બાન ... નગર ભાઈ
... છે! અને ખચીત એવકુફમાં
... માં કંઇ ફેર હેતું રહ્યું નહોતુંજ !"

થોડા દાહડા વિત્યા પછી ગોર મહારાજ કન્યાની શોધ કરીને મારે ઘેર પાછા પધાર્યા. આવતાં વાર તેજ ગોરે તો તડાકો માર્યો કે "કેમ રાજા, હવે મારૂ ઇનામ લાવો. તમારૂં કામ બરાબર પાર પાડ્યું છે, પરંતુ તેના બદલામાં મને આજે મોં માંગ્યું ઇનામ મળવું જોઇએ." આ સાંભળી આપણે એકદમ ઉતાવળા આનંદમાં ઉઠયા, ને કબાટમાંથી રૂપિયા સોની નોટ કાહાડી આપી ને વળી જણાવ્યું કે "મહારાજ આ તો માત્ર હમણાં સુકન તરિકે સમજવા. કામ થયાં પછી બીજા એનાથી બમણાં આપીશ." પણ લાડુ ભટ લોભિયાના સરદાર તે કંઈ એટલાથી ધરાયા નહીં, અને આખરે લગ્ન ગાંઠ બંધાયાં પછી પુરા એક હજારનો ડલ્લો આપવાનું મેં કબુલ કીધું ત્યારે ભટજી મહારાજે સઘળી વાત વિરતારીને કહી, અને લાડુ ભટની મારફત સઘળી ધામધુમ ને તમામ બંદોબસ્ત કરવાનું ઠરાવ્યું. મારાં માંબાપને પણ તેજ વખતે બોલાવી સઘળું વિદિત કીધું, અને લગ્ન વગેરે તમામ ક્રિયા માત્ર જોતજોતમાં—દશ દિવસમાં કરી નાંખી જયાં ત્યાંથી કન્યાને ઘેર આણી. ખચીત આ તે ખરેખરી કન્યાજ હતી. આમાં કોઇ પણ પ્રકારનો પ્રપંચ થયલો નહોતો, તેમજ બીજી કશી ખામી પણ નહોતી. તેની સાથે વળી ખાસી સોળ વરસની નાજુક નારી હતી. આહા ! પ્રિય વાંચનાર, આ મારી નવલીની શી વાત કરૂં! શું એની સુંદર કાંતિ! શું એની ખુબીદાર ખુબસુરતી ! શું એનું નમુનાદાર નુર ! અને શું એની મનખુશ છટા ! તેની સાથે વળી ભણેલી ગણેલી ! એટલે પછી એની ખુબીમાં ખામી શી હોય ? ! એની બોલવાની છટા ને ચાલવાની ચતુરાઈ કંઈ ઓરજ હતી ! જો દુરથી આવતાં દીઠી હોય તો જાણે આકાશમાંથી ઉતરી આવેલી પરીજ જોઇ લેવી ! પગે ઘુઘરાનાં જોડા, હાથે સુંદર મોતીની બંગડીઓ, નાકે કિમતી ...જી, ગળામાં અમુલ્ય રત્ન માળા અને અંગે સુશોભિત સાડી પેહેરીને જ્યારે આ રમણિક રંભા ભર બજારમાંથી પસાર થતી, ત્યારે આખો બજાર તેણીને નિહાળવાને ઉંચો નીચો થઇ જતો ! અને સઉ કોઈ એ મારી રૂપસુંદરીની બલિહારી બોલતા. ખચીત ઇશ્વરે ગમે તેટલી વિટંબણાઓ પસાર કરાવીને આખરે મને મન ગમતું અમુલક રત્નજ બક્ષ્યું હતું ! પ્રભુનો ઉપકાર થયો, જશના ડંકા લાગ્યા, અને મોં ભાવતો મેવો મળી ગયો ! ચાલ બચ્ચા જીવડા, તારો પણ મોરચો પાર ! મોં માંગ્યાં પક્વાન તે આનુ નામ ! કોનાં નશીબ આટલાં બધાં પુન્યવાન હોય કે આવી સુંદર છેલ છબિલી હાથ લાગે ? !

બાયડી તો મળી. મનની ઉમેદ પાર પડી. એટલુંજ નહીં પણ જોઈએ તેનાં કરતાં પણ વધારે ડાહી, સુંદર, ખુબસુરત, ફાંકડી ને ભણીગણીને પાર પડેલી મળી ગઈ. એટલે હવે આપણે એક અવતારમાંથી ઉગરીને બીજા અવતારમાં પેંઠા. તેની સાથે સ્ત્રીની સારી શિખામણથી મારા સ્વભાવ ને રીતમાં પણ ઘણો ઝડપમાં હદ વિનાનો ફેરફાર થઇ ગયો. ઘર ધંધો પડતો મુકી એકદમ એક માન પામેલી પ્રખ્યાત કંપનીમાં ભાગીદાર થઈ વિલાતનો વેપાર ધમકાવ્યો. અત્યાર સુધી શરીર સુઘડાઇ કે બીજી સુધરેલી રીતભાતનાં નામનું સો મણ તેલે અંધારૂં હતું, તેને બદલે વિદ્વાન બાયડી મળવાથી સઘળી ઇંગ્લિશ રીતભાત શીખી ગયા, ને બોલવા ચાલવાની ઢબછબ એટલી બધી તો બદલાઇ ગઇ કે જાણે આગળના નથુભાઇજ નહીં ! આ સઘળા કોના પ્રતાપ? મારી એકની એક અલીના. તેણીના જેવી ગુણવાન પ્રમદા જો હાથ લાગી નહીં હોત તો ખચીત આ નથુભાઇનો દાહડો ફરતેજ નહીં ! માટે મારે તેણીનેજ આ સઘળી શાબાશી ને માન આપવું જોઇએ

હવે શું થયું ? સારો દાહડો બાયડીનું ભજન થયાં કીધું ! ઓફીસમાં જાઉં તો પણ આખો દાહડો નજર આગળથી છેલ છબિલી બાયડીની છબી ખસેજ શાની ! તેમ કેટલાક દાહડા તો ઓફીસમાં પણ કશો કામ ધંધો સુઝે નહીં ! એક દાહડો વિલાત કંઇ વેપારની બાબતમાં એક સુસેપ્ચિ-

પ૬૨૮



યન પેહેડીપર તાર મોકલ્યો તેમાં કરમ સંજોગે 'મારી બાયડી' કરીને ચિતરાઇ ગયું ! વળી કેટલીક વાર કંઈક વાતચીત કરતાં પણ "બાયડી' બોલ નીકળી પડતો ! આવો મઝાનો પ્રસ્તાવ થતો જોઇ મારી ઓફીસના હમાલ ને સીપાઇઓ પણ મારી મશ્કરી કરી મારી પાછળ હસતા ને મને જાણે તદન બાયલો જેવો ગણી કાહાડતા ! તે સઘળું હું મારે કાને સાંભળતો. છતાં જ્યાં મારી પોતાની દેખીતી કસુર મારા મનમાં કબુલ કરતો ત્યાં તેમને પણ દોષ શું દઉં વારૂં ? !

પ્રિય વાંચનાર, મારી સ્ત્રીની સમજથી મારા ઘરનો શણગાર પણ તદન નવીજ શોભામાં આવી ગયો. મારા દિવાનખાનાની રોણક રમણિક થઇ ગઇ, અને જે દિવાનખાતું આજ સુધી ગામડિયા જેવું દળદર અવસ્થામાં દેખાતું હતું, તે હવે એક ઉમદા સ્વચ્છતા વાળું શોભા આપતું થયું. મારી જુના જમાનાની પેટી ને ગાદિ તકિયાં બાહાર કાહાડી તેને સ્થળે સરસ નકશીદાર આયનાવાળું ટેબલ ને ખુરશીઓ ગોઠવી દીધી. જે દીવો અત્યાર સુધી માત્ર કોપરેલના કોડિયામાં ઝાંખોઝપ બળતો હતો, તેને બદલે એક નવી જાતની વિકટોરિયાની છબીવાળી તેજદાર હાંડી ઝળકી રહી; અને ભોંયપરનાં જુના ખખ થઇ ગયલા ધુળ ખાતા કંતાનને બદલે એક કિમતી ગાલીચો બિછાવી દીધો. તેજ પ્રમાણે જે દિવાલો પર જાળાના ઝુમખાં અદ્યાપિ પરિયંત લટકતા હતા ત્યાં હવે તો ચિનાઇ ઝુંબર ને ચિત્ર વિચિત્ર આયનાદાર તકતાઓનો ભપકો થઇ ગયો. આ પ્રકારે સઘળી રીતે આખા ઘરમાં અંગ્રેજી ઠાઠ બની ગયો, ને જેમ સ્વર્ગના લોક સુખ ને વૈભવ ભોગવે તેમ બંદા પણ ભોગવતા થયા. એટલે પછી બાકી શું રહ્યું ? ચોગરદમ ચેનબાજી ચાલી રહી, અને મારો આવો ભપકો જોઇને મારા તમામ સ્નેહી ને સગાંસંબંધીઓની આંખોમાં પણ અદેખાઇની ઝાળો લાગવા માંડી, ને તેઓ તો જાણે જીવતાજ બળી મરતા હોયની તેવો તેમનો દેખાવ થઇ પડયો ! મારા મનમાં તે જોઈને માત્ર એટલોજ વિચાર આવતો કે "અરે પરમેશ્વર, આપણા દેશનું જે બગડવા બેઠું છે તેનું કારણ માત્ર

અદેખાઇ૦
એ તો દેખ
તો એટલુંજ ... ગિતો હતો
લાકર ભલા હોયગા"

પણ મારી પ્રિયા મારા પ્રત્યે કેવો પ્યાર .. ખતા હતી ? હું જો પાણી માંગુ તો દુધ લાવીને રજુ કરે, ને મોમાંથી નીકળતો બોલ ઝીલી લઇ મારી આજ્ઞાને આધીન રેહે આતું કારણ માત્ર એજ કે સ્વામિ સેવાની સમજ શકિત તેણીનામાં હતી તથા પતિવ્રતાનો તેણીનામાં ઉત્તમ ગુણ હતો, અને તેથીજ આપણે પણ તેણીને વશ થઇ જવામાં કશુ બાકી રાખ્યું નહોતું. "બાયડી બોલી તે પરમેશ્વર બોલ્યા" એમ મારા મનમાં થતું હતું; કેમકે મને વારમવાર નીચેના સંસારિક દોહરાનું સ્મરણ થયાં કરતું હતું કેઃ—

પઇસો મારો પરમેશ્વર, અને બાયડી મારી ગુરૂ;
છઇયાં છોકરાં સાધુ સંત, તો સેવા કોની કરૂં ? !

આ કેહેવત રૂપી દોહરો હું વારમવાર ગોખી રાખતો એટલુંજ નહીં, પણ જે કોઇ મને ઠપકો આપતું કે "બાયડીને વશ શું થઇ ગયો ?" ત્યારે હું તેને ઉપલો રમુજી દોહરો સંભળાવી કાશળ કાહાડતો. એ રીતે બાયડીમાં ને બાયડીમાંજ બંદા તો જાણે ડુબી ગયા !

દોસ્તો ! બાયડી મળવાથી જાણે સ્વર્ગ સમાન સુખ લાગ્યું એમાં તો કંઈજ નવાઈ નથી. અને તેની સાથે વળી મારી પ્યારીને દાહડા રહ્યા, એટલે ખુશાલિમાં ખામી રહી નહીં. શીમંતની ક્રિયા કરવાનો સમય જેમ જેમ પાસે આવતો ગયો, તેમ તેમ આનંદમાં અધિક ઉમેરો થતો ગયો અને શીમંતને દિવસે એક મહાભારત જમણવાર કરી નાતજાત, સગાં સંબંધી તથા ઓળખાણ પાળખાણ વાળાઓને સુંદર મિષ્ઠાન જમાડી જશનો ડંકો વગાડયો. એ રીતે શીમંતની ક્રિયા બડી ધામધુમથી પસાર થઇ, અને માત્ર થોડાક દિવસમાં તો મારી અલીએ પુત્રનો જન્મ આપ્યો. આ પણ એક માંગ્લિક બિના બની, અને મારા માંબાપ તો આનંદ મંગળમાં જાણે ઘેલા બની ગયા ! તેમજ જો મેં મગજ બરાબર સાબધ રાખ્યું નહીં હોત તે

...જ્યાં
...જાત !
...થઇ ગયું,
...હતા ...
...હતાં, રહ્યો ... પ્રિયા,
...માં ... મારા માતપિતાએ શું કર્યું ?
...આગડતાંજ સોનીને બોલાવી સુંદર દાગીના કરાવ્યા, અને ત્રીજે માસ બેસતાંજ મારી મોહિની મારે ઘેર પધારી તે ટાંકણે તે સઘળું મારા પ્રિય પુત્રને અંગે અરપણ કીધું. આ પ્રસંગનો આનંદ પણ અનહદ હતો.

પણ ભાઇ સાહેબો, હવે તો આ નથુભાઇ ખરેખરા ઘરબારી (!) થયા ! અને ધીમે ધીમે બચ્ચાં કચ્ચાં વધારે ને વધારે વળગવાનો વખત આવ્યો ! પ્રથમ તો બાયડી ને બાળક બંને બહુ વાહલાં લાગતાં હતાં, પરંતુ હવે જાણે કંઇક અપ્રિય થવા લાગ્યાં ! અને એક પિડારૂપ સંસારી જાળના સપાટામાં સપડાઇ ગયા ! બાયડી ને પુત્રનો હરખ કેટલા દાહડા રહ્યો ? માત્ર થોડાંજ દાહડા ! તેને પછી તો જોઈ લો પિડા ! કોઇ દાહડો દીકરાની ટોપીની ઉઘરાણી થાય, ને કોઇ દાહડો નવા નવા વસ્ત્રની માગણી થાય ! એમ દરરોજ નવી નવી પિડા વળગવા લાગી ! તે પણ જો અલીના હુકમ પ્રમાણે થાય તો ઠીક ! નહીં તો ભોગ મળે ! ઘરમાં ખાંડીબંધ કપડાંનાં પોટલાં બાંધેલાં હોય, પણ તે તો થોડા દાહડામાં નાંખી દેવા જેવા એક ખુણે ડુંગર કરે ! અને જે પણ કંઈ નવી ફેશન નીકળે કે તેની ઉઘરાણીની તઇયારી જોઈ લેવી !

એ તો જાણે સમજ્યા ! પણ આપણે જેટલી ચોખ્ખાઈની ટેવ પડી ગઇ તે પણ તમામ હવે ઉંધી ગઇ ! મારો આખો ઓરડો જે એક વાર ખરેખરા ભપકામાં શણગારેલો તે હવે ગામડિયા જેવોજ બનવા લાગ્યો ! જે ઓરડામાં કદી પાણીનો છાંટો પણ પડે તો મને ચીઢ ચતી, તેજ મારા ઓરડામાં હવે તો મુતરનાં ખાબોચિયાં ભરાતાં થયાં ! જે ટેબલ આમ ચળકતી દેખાતી હતી, અને જેના પર હું દરરોજ સુગંધિ પુષ્પોનો સુંદર ગોટો મુકતો હતો, તેજ ટેબલ પર હવે ગંધાતાં બલોતિયાં પડેલાં મારીજ આંખે જોતો ! અને મારા પલંગના પણ વાજ હાલ હવાલ જોઈ લેવા ! એકંદર રીતે આ બો રૂમ મુતરગઢામાં લચકા બોળ થઈ ગયલો કહું તો તે ખોટું નથી ! અને તેમાં પણ વળી કરમની કંબખ્તી એવી કે ચું કે ચાં બોલાય નહીં ! ને કદાચ જો ભુલે ચુકે કંઇ બોલાઈ ગયું તો મારા મડમ સાહેબનો મિજાજ હાથથીજ જાય ! અને એક કહાને બે સાંભળવી પડે ! એટલે હવે મારે તો મુનિવૃત્ત લેવાનો વખત આવ્યો ! બાયડી જેમ કરે તેમ કરવા દેવું, પણ કંઇજ કહેવું નહીં. મનની મોહોકાણ મન સમજે !

એક રવીવારે સાંજે પાંચ વાગતાનો વખત થયો. આખો દાહડો ઘરમાં ગોંધાઇ રહેલો તે જાણે મુઝાઇ ગયો ! તેથી મેં મારી પ્રિયાને ઘણીજ નમ્રતાની સાથે અરજ કરી કહ્યું "કેમ માઇ ડીયર, ગાડી આવીને ઉભી છે, ફરવા આવે છે કેની ?"

"અરે તમારૂં ફરવાનું ગયું જહાનમમાં—જરાક આ કીકાને રાખો. તેવારનો રડે છે તે આંખે દેખાતું નથી કે વળી ફરવા આલ્યા ! ફરવા વાળા ઇસકડા તો માત્ર તમેજ !" આ મુજબ દોહોડ મણનો મિજાસ સાંભળતાંજ બંદાના ટાંટિયા ધ્રુજવા લાગ્યા, અને ગુપચુપ નીચું ઘાલી બારણે ઉભી રહેલી ગાડીને બારીએથીજ ગાડીવાળાને કહી પાછી તબેલામાં છોડી મુકવાની રજા આપી, અને અલીના હુકમ મુજબ કીકાને હાથમાં હલાવતાં આમ તેમ આંટા ખાધા ! જેમ તેમ કરતાં કંકાસમાં ને કંકાસમાં સાંજ પડી ત્યારે મેં માત્ર ધીમેથીજ પુછ્યું કે "કેમ પ્યારી, જમવાનું થયું કે વાર ?" આ પરથી તેણીએ રોકડું પકડાવ્યું કે "થાય છે થાય છે, બહુ ભુખ લાગી હોય તો જાઓ ભિકરડે જઇને ભુંકો !" હાય નશીબ ! આ શબ્દ સાંભળીને પણ આપણે તો થરરર કંપી ગયા, અને સામો ઉત્તર આપ્યા વગર માથુ ખંજવાળતા ખુરશીપર ગોઠવાયા !

રાત્રિ થઇ. આઠ વાગ્યા, અને નવની તઇયારી થતાંજ વાળુ પાણી કીધું. બાદ પાનસોપારી ખાઇ છાનો માનોમાથે મોંઢે ઓઢીને સુઇ ગયો. પણ એકાદ જેવી તેવી ઉંઘ થઇ નહીં એટલામાં તો વળી સંતાપ જાગ્યો ! બાયડીએ રોષમાં ને રોષમાંજ બુમ પાડી કે "ચાલો ઉઠો, આ કીકો અધ્યો છે તે ગાંઠ પીવડાવો" આ ફરમાસ થતાંજ

સુખે દુઃખે પણ ન છુટકે આંખો ચોળતો ઉઠયો, અને મારી અલીનો હુકમ માથે ચડાવ્યો! તે પછી પણ વળી કીકાને પા અરધો કલાક હાથમાં હલાવ્યા બાદ તેને ઘોડિયામાં સુવાડયો ને હું મારા પલંગ પર પડયો! પણ કીકો ઊં-ઊં-ઊં-ઊં-ઊં કરવા લાગ્યો! આ સાંભળી શેઠાણી સાહેબનો મિજાજ પાછો હાથથી ગયો! અને દોહોડ મણની સંભળાવી કે "પોતે લાંબા થઇને પડયા, પણ કીકો રડે છે તેનું ભાન છે! ચાલો ઉઠો, લગાર હીંચકા નાંખો. એટલામાં કંઇ હાથ ઘસાઇ જવાના નથી!" આ સાંભળી મારે પાછા ઉઠીને બેઠા થવું પડયું, અને લાંબા ટુંકા બગાસા ખાઇને ઘોડિયું હલાવવા માંડયું! ઓછામાં ઓછા બે ચાર હજાર હીંચકા હલાવ્યા ત્યારે ભાઈ સાહેબ સુતા, અને તે પછીજ મને પણ સુવાનો વખત મળ્યો!

વળી બીજી પિડાની શી વાત કહું! જો કોઇ દાહડો ભુલે ચુકે કોઈ પાડ પડોસી કે ઓળખાતી સ્ત્રી સાથે બોલાઇ જાય કે વાત થાય તો ભોગ મળે! ને પછી મડમ સાહેબનો મિજાસ જોઇ લેવો! તેમજ વળી જો રાતના આવતાં મોડું થાય તોપણ જોઈ લેવો તમાસો! જેમ તેમ ચોરને હાલે છાનામાના ઘરમાં પેંસવું પડે, અને વાળું કીધા વિના ઊંઘી જાઊં! કેમકે બોલીએ તો બે ખાઇએ! તેથી બોલવાનીજ બાધા લીધેલી! આખા મહિનામાં કંઇ નહીં તો પાંનસે વાર ચીંથરા ફાડે, અને દાહડામાં દોહોડસો વાર તો તેણીનો વગર લેવેદેવે મોહોટો મોંનો ઠોબરો ચઢે! અને તેની સાથે કરડકણી કુતરીની માફક બાચકાં ભરે તે તો જાણું કે મફતમાં! મનમાં તો ઘણુંએ થાય કે "રાંડને બે ચાર લગાવી કહાડું!" પણ તેમ કરીને વળી ક્યાં રહું! તેમ કરૂં તો દુનિયામાં પણ રેહેવા નહીં દે! સંતાપના સમાચાર! મોહોકાણના મસાલા! હવે મને ખચીત ભાન આવ્યું કે "જો પરણ્યા નહીં હોત તો સારૂં થાતા" કેમકે:—

પરણ બુઢણનો વળી બમણો ધાણુ!
ઘરમાં ચાલે લડાઈ ટંટાની મોહોકાણ!

તેમ કેમે કરતા...
એવી પરણેલાની પુરી ।૫

મારા પ્યારા મિત્રો! હવે મારી બરાબરે ખાત્રી થઈ છે કે "પરણવામાં કશો માલ નથી અને કુંવારા જેટલું કશામાં સુખ નથી!" જુઓની ભાઇ, જ્યાં સુધી કુંવારો હતો, ત્યાં સુધી તો મારી મા પણ "મારો વહાલો દીકરો" કહીને બોલાવતી, અને મારા બાપ પણ "બેટા, બેટા" કરીને કેહેતા, પરંતુ જ્યારથી અમે નામદાર ચોપગા બન્યા; ને જ્યારથી મારી સ્ત્રી મારા માથાની મળેલી માલમ પડી; ત્યારથી માંબાપને મનને પણ જાણે કડવા ઝેર જેવા ને આંખના પાટા જેવા અળખામણા થઇ પડયા! આ બધાનું કારણ શું વારૂં? મારી હરામી બાયડી! તેણીને વશ થઇ જવામાં મેં મારી તમામ કીરતીને કલંક લગાડયું! મારી હોંશિયારીને લાંછન રૂપ બનાવી! મારી બહાદુરીને બાળી મુકી! મારી ચતુરાઇને ચગડોળે ચઢાવી! મારી નામનાનો નાશ કરી મારી બુધ્ધીને બ્રહ્મણતાના ભવ્ય સાગરમાં હોમી! અને મારૂં સરસ સ્વરૂપ શ્યામ બની ગયું! "બાયડી, બાયડી ને બાયડી" ના ભણકારામાં આ જીવડો લેવાઇ ગયો! અને તેથીજ દુનિયાદારીના દોરંગી ખાસડાં ખાતાં માથાની ટાલકી પણ તુટી ગઈ! આ મારી કરમ કથા પરથી મારે સરવે ભાઇઓને એટલોજ બોધ દેવાનો છે કે, પરણવું નહીં ને સ્વધર્મ તથા નીતિમાં દૃઢ રહી ઇશ્વર ભકિત કરવી એ તો સરવોત્તમ છે. પણ તેમ કંઇ સર્વથી બની શકતું નથી. તેથી સરવેથી સરસ રસ્તો એજ છે કે, પરણ્યા બાદ સ્ત્રીને કબજામાં રાખી તેણીને વશ કદી પણ થવું નહીં, તેમજ તેણીને છાપરે ચઢાવી મુકવાની મુરખાઇ કદી પણ કરવી નહીં. અગરજો તમામ સ્ત્રીઓ કંઇ તેવી ધિક્કારને પાત્ર હોતીજ નથી. તોપણ આખરે સ્ત્રી જાતિજ કેની?! માટે એને સદા આસામાં રાખવી, પરંતુ મારી માફક સ્ત્રીવશ બની જઇ હલવાપણું

જ્યા
ાપ કંઈકાઇ
ની [illegible] ને કદી
[illegible] સહ નિયમ સર શાળે..
[illegible]માં [illegible]

[illegible] મારા બે અવતાર પુરા થયા, અને હવે ત્રિજા અવતારમાં ડુબકા ખાતાં બંદા પડયા ! એટલે અત્યાર સુધી તો મારા માંબાપ હયાત હોવાથી ઘર જંજાળ મારે માથે પડી નહોતી; પરંતુ તેઓ થોડાક દિવસની માંદગી ભોગવીને ગુજરી ગયા! મારી માંનો માત્ર એકજ દિવસમાં દુષ્ટ કોલેરા કાકાએ જીવ લીધો, અને તે પછી બરાબર બે માસમાં મારા પુજ્ય પિતા પણ દેવલોક થયા. આથી ઘર ખટલાનો સંતાપ પણ મારે માથે આવી પડયો, અને ચોગરદમ નિધા કરતાં ખચીત હું એક દુઃખદાયક સંસારની સ્થિતિના સકંજામાં સપડાયો ! આટલા દિવસ ઘર કેમ ચાલે છે તેની કંઇજ ખબર સરખીએ પડતી નહોતી, પરંતુ હવે તો સવાર પડે ને શાકભાજી આદિક લાવવાની કાળજી રાખવી પડતી. તેમજ જે પણ કંઇ સરસામાન જોઈએ તે મારા શિવાય કોઈ લાવી શકે તેવું રહ્યું નહીં. એટલામાં વળી કરમ સંયોગે એવું બન્યું કે મારી અલીને પુત્રી પ્રસવી. મારા કિકાનું કામ કરતાં પાણી ઉતરતું હતું, અને તેને માટે બાયડીના શબ્દ બાણથી શરીર વિંધાઈ ગયું હતું, અને તેમાં વળી પથરાબાઇ અવતર્યાં, એટલે મારાં પુરેપુરા ભોગ ફરી વળ્યા ! એક તરફથી મારે નશીબે ઘરખટલાની ખટપટ આવી પડી, બીજી તરફથી બાયડીની સુવાવડમાં આસનાવાસના કરવાની ઉઠવેઠ કરવી, ત્રિજી તરફથી કીકાને રાખવાની પિડા તો વળગેલીજ હતી, ચોથી તરફથી જાતેજ હાથ બાળીને રાંધવાની કડાકુટ ચાલુજ હતી, અને પાંચમી તરફથી એ સઘળી જાત મેહેનત ઉપરાંત બાયડીના મેહેણાં ઓઠાં ને મેંસ ભડકે તેવા જાજરમાન સ્વભાવથી મારૂં મન બળી જતું. એ પ્રકારે પાંચ તરફની—પંચ પિડામાં મારૂં અંગ વમળમાં આવી પડયું હતું. તોપણ " ધીરજનાં ફળ મીઠાં છે." એવું વિચારી હિમ્મત રાખી સઘળું ગાડું નભાવવાનું મેં યોગ્ય વિચાર્યું હતું, અને એવી સ્થિતિ ખાસા ત્રણ માસ ગુજાર્યા પછી મારી શ્રી સુવાવડના ખાટલામાંથી બાહાર નીકળી ત્યારે મને નિરાંત વળવા લાગી કે " કંઈ ફકર નહીં. હવે રોજ ઉઠીને ચુલાનું મોં જોવાનું તો મટી ગયું." આમ વિચારી મારા દુઃખમાં ડુબેલા મનને લગાર ટટાર કીધું, અને હું જાણે હોંશિયારીમાં આવી ગયો હોઉં, એવી શાંતિ વળી.

પણ અફસોસ ! મારા ભાગ્યમાં ભઠીનાં દરશન સૃજેલાં તે કેમ મિથ્યા જાય! મારે કરમે તે તો કાયમજ રહ્યું ! કેમકે મારી બાયડીએ મારી માતુશ્રીની હયાતીમાં એક પણ દિવસ રસોઇ કરવાનો ઉજેશકાર કરેલો નહીં તેથી તેમજ ત્રણ માસ સુધી સુવાવડના ખાટલામાં પડયા પડયા આળોટીને આળસુ દહાડા કહાડેલા હોવાથી તેણીને હરામ ચસ્કો લાગ્યો હતો ! દરરોજ સવારે રાંધવાનો વખત થાય કે લાગલો ઢોંગ સોંગ લઇ બેશે કે આજ તો મારૂં માથું દુખે છે, આજ તો મારા હાથ પગ તોડાય છે, ને આજ તો મારો જીવ ભમે છે." એવા એવા ઉસ્તાદી ભરેલા ઢોંગ ધતુરા કરી લાગ આવે તો થોડાક તંબાકુ ખાઇ વામિટ પણ કરતી ! એટલે પછી મારે કેહેવાની ફરજજ પડતી કે " અલી તું સુઇ જા ! હું મારે રસોઇ કરી લઇશ." આવી રીતનો મારો ધંધો (રાંધવાનો ! ) મારે ચલાવવો પડયો, અને એમ કરતાં આખું વરસ પણ વહી ગયું, તોપણ કેમે કરતાં તે બાયડીએ મારા નશીબમાંથી રાંધવાની ઉઠવેઠ છોડવી નહીં ! જ્યારે હું ઘણોજ કાયર થયો, ત્યારે આખા ગામના ડાક્ટરોની મીટિંગ બોલાવી ઉપરાચાપરી દવા કરાવી પણ તેઓએ તો એવોજ અભિપ્રાય આપ્યો કે "એ સાજી તાજી છે." એટલે તેણી પણ સમજી ગઇ કે " હવે ઢોંગ કરવાથી પાપનો ઘડો ફુટી જશે." એમ ડહાપણ વાપરી મારી અલીએ હવે રસોઇ કરવાનું શરૂ કીધું, અને ગમેતેમ ફડફડાટ છતાં પણ જેવી તેવી રસોઇ કરીને ઠોકતી તો ખરીજ ! તો પણ રસોઇ કરતાં જાણે તાહાડિયો તાવ આવતે હોયની તેમ દેખાવ દેતી ! તેની હું કંઇજ દરકાર કરતો નહીં, અને અગર જો તેણીનું રાંધેલું તદ્દન નિ:સ્વાદ, કાચું ને કુતરાં પણ ખાઇ શકે નહીં એ

વું હોવા છતાં પણ હું તેને અતિ ઉત્તમ, સુંદર, સ્વાદિષ્ટ ને ઉમદા માની તેની પ્રસંશા કરતો ! એટલાંજ માટે કે જ્યાં ત્યાંથી દાહાડો જાય ને દિસતો રહે ! અને જાજરૂ (બાયડી) ના મોંપરનું ઢાંકણું દેખાયલુંજ રહે !

ભાઇ સાહેબો, ભઠિયારા (રસોઇયા) ના ભવેડામાંથી તો ઉગર્યા ખરા, પરંતુ એક પિડા ટળીને બીજી વળગી ! અને કુવામાંથી નીકળીને હવાડામાં પડયા ! કેમકે ભઠિયારા ટળીને હવે તો દરજીભાઇ બન્યા ! એટલે ભઠિયારા કરતાં ભુંડા હાલે પોહોંચ્યા ! પેલી તો માત્ર રાંધવાની કંબખ્તીમાં હતા. તેને બદલે હવે તો મારાં બચ્ચાંઓનાં એટલુંજ નહીં પણ વળી મારી બાયડીનાં કપડાં પણ શીવવાની તસદી મારે માથે આવી પડી ! મારી અલી સવાર થતાંજ રાંધવા પેસે, અને હું પરચુરણ સરસા[illegible] લાવી આપું તથા કેટલીકવાર સીધું પણ કાઢીને તઇયાર કરૂં ! અને ત્યારેજ શેઠાણી સાહેબ પાટલે પધારીને ધીમે ધીમે હાથ હલાવી રસોઇ કરે ! જાણે કે મારાપર મોટો ઉપકાર કરી નાંખતી હોયની તેમજ તો ! આપણે બંદા બચ્ચાં કચ્ચાંઓને નવરાવી ધોવરાવી ચાહે પાણી તઇયાર કરી પી લઇએ, અને એક ચાહેનો પ્યાલો શેઠાણી સાહેબની આગળ જઇને રજુ કરીએ ત્યારેજ સરકાર ચાહેના ઘુંટડા ચઢાવે ! બાદ મારે માથે બીજી ફરજ એવી કે ઘરમાં સઘળું ઠીકઠાક કરી વાસીદું વાળી સાફસુફ રાખવું, અને તે પછી બચ્ચાંઓનાં બળોતિયાં ધોવાં એટલુંજ નહીં, પણ સાથે સાથે મારી અલીનું લુગડું પણ મારે પોતાને હાથે બે ઝીંકા મારીને ધોઇ આપવુંજ પડતું ! આ સઘળાં સંસારી સંતાપમાંથી મુક્ત થાઉં કે તરતજ કીકા કેહેશે કે "બાપા બદન ફાટી ગયું છે તે શીવી આપોની" અને કીકી કેહેશે "બાપા લગાર ચણીયાને ઠીંગડું મારી આપોની" એમ માંગણી થતાં સોય લઇને તેટલું બચ્ચાંઓનું કામ કરી આપતો. એટલે ધીમે રહીને અલીનો હુકમ પણ તઇયાર જોઇ લેવો ! તેણી પણ લગાર મોનો મહલાવડો કરીને આસ્તે રહીને જા લાવા સાથે [illegible]ટલાં કાચેંજી. લગાર ટાંગી આપજો." માંગણીની મમતામાં આપણે [illegible]ન. અંજાઇજ જઇએ ને તેટલું કામ ક[illegible] પીએ: પણ અરે પરમેશ્વર ! કાંચળીની કશ ટા[illegible] રહ્યુ તેટલામાં તો વળી પાછા સરકાર સાહેબ ફરમાવે કે "ત્યારે આટલું બધું કામ કીધું તો હવે મારા શાલ્લાને એકાદ ઠીંગડું પણ ભેગા ભેગા સીવી આપોની, કે એટલા સારૂં વળી મારે સોય પોરવવી ન પડે. જુઓની. એટલા માટે જો સીવવાનો કંડિયો લઇને બેશીશ તો વળી સાંજના રસોઇને મોડું થઇ જશે." આ ધાક ભરેલા શબ્દ સાંભળી હું પણ ગભરાઇ જતો કે "રખેને રાંડ રાતના રસોઇમાં બાર વગાડે !" એવી બીહીકથી તેણીનું તેટલું કામ પણ કરી આપતો, અને જ્યાં ત્યાંથી માથાની અલાબલા દૂર કરતો ! આવી રીતે અમે નામદાર હવે તો ભઠિયારામાંથી છુટીને દરજી બન્યા. અને સોય વાપરતા શિખ્યા ! મનમાં તો ઘણુંએ પાકી આવે ! પણ શું કે ચાં બોલવાની બાધા લીધેલી એટલે "તેરીબી ચુપ, ને મેરીબી ચુપ" કરી વાત વિસારી દેતો ! એમ કરતાં જો કોઇ દોસ્ત કે અન્ય પુરૂષ મળવા આવતાં મારા હાથમાં સોય ને દોરો જોઇને મશ્કરી કરતાં ત્યારે હું તેમને જાણે મોટી ખુશાલીમા હોઊં, ને મને એ કામ પસંદ હોય તેમ જણાવતો કે "યાર એ પણ અક્કલબાજ હુન્નરનું કામ છે. એ ધંધો પણ શિખેલા હોઇએ તો કામનોજ છે." એમ અષ્ટમપષ્ટમ સમજાવીને તેમનાં મન મનવતો—જો કે તેઓ તો સમજતાજ હતા કે "નથુભાઇ બાયડીની તાબેદારીમાં સઘળી અક્કલને આંધળી કરી બેઠા છે !"

એક દિવસે નવાનું જુનું ને ઉંધાનું ચતું ને વાતનું વતેસર ને વિવાહનું વરસી જેવું બની[illegible] યું ! એવું બન્યું કે એક મિત્રનો જન્મ દિવસ [illegible] વાથી તેણે વાલકેશ્વરના શેઠ કરક્સરદાસના બ[illegible] લામાં મિજબાની આપી, અને આપણે તો

નાબા

લાવી

ગુછા ઠીક ઠાક કરાવી,

તરસ સે તો પાડી જાણે જુલા

૧ છે નવ્યા ! અને ઈસ્કી જેવું ધોતિયું પટકા વાળે બઈરાના જેવીજ કંકુની ઝીણી ટપકી કરી ! તે પણ એટલી બારીક કે તેનાં મોં આગળ રાઇ તો જાણે હિસાબમાંજ નહીં ; અને પછી સુંદર બદન ને ભપકાદાર અને ઊંચા કાશ મીરનો કીમતી કોટ કહાડી પેહેર્યો. માથે પાઘડી મુકી ને હાથમાં લાકડી લઇ મોંમા પાનનાં બીડા પાંચ સાત ઉપરાચાપરી ચાવી મોં પણ લાલમલાલ બનાવ્યું ને તેની સાથે "ધુમર પાનમ મહા દાનમ ને ગોટે ગોટે ગઉ દાનમ" આપનારી મારી જીવ જાન બીડીને મોંમાં મુકતાની સાથે ધુમાડાના ગોટે ગોટા ફરરરરરર કરતાં કાહાડવા શરૂ કીધા ! અને અવાજ દમામમાં બંદા મોજાં પટકાવી બે ડગલાં ચાલવા જાય છે કે તરતજ રાંડ બાયડીએ ઢોહોડ મણનો બરાડો તાણ્યો ! તેણે કહ્યું " કઈ જહાન્નમની ખાડીમાં ચાલ્યા ? ઘરમાં આટલું બધું કામ પડયું છે તે આંખે દેખાતું નથી ? લો આ કીકી ની ગાંડ ધોવડાવતા જાઓ." આ સાંભળી મારે જીવ ચચણાવતા જખ મારીને પાછા ફરવું પડયું, અને પાણી લાવી ગાંડ ધોવડાવી. એટલે વળી બી જો હુકમ તઇયાર થયો ! તેણીનો ચોટલો વિખેરાઇ ગયલો હોવાથી રાંડે ચોટલો વાળવાને માટે ફરમા વ્યું ! આથી હવે તો મારૂં ખુબ પાકી આવ્યું, ને એટલો તો ચીરડાઇ ગયો કે તેજ વખતે હાથમાં લાકડી હતી તે બે–ચાર–પાંચ લગાવી કહાડી ને મેં મારી આખી જીંદગીની જોઇએ તેવી રીસ ઉતારી રાંડને ધબોવીજ નાંખી ! અને એવો તો મેથીપાક જમાડયો કે ફરીને કોઇ દાહાડો મારૂં અ પમાન કરે નહીં ! અગરજો તેણીએ પોકે પોક મુ કી રડવા માંડયું. પણ તેની દરકાર નહીં કરતાં મારામાં જેટલું જોર હતું તેટલું પેટ ભરીને અજ માવી જોયું, અને જ્યારે થાકયો, ત્યારેજ મારી ણી પ્રમાણે બુટ પેહેરી નીચે ઉતરી પડયો, ને એક ભપકાદાર વિકટોરિયા કરી બંગલા તરફ વિ દાયે થયો. આજેજ મેં મારા મનની ઉમેદ પાર પાડી, ને હવેજ હું સમજ્યો કે એ રાંડને બરાબર હુકમાંજ રાખવી. કેહેવત છે કે "મારથી ભુત ન ઠશે !" તેરમું રતન બતાવ્યા વગર બીજો ઉપાય નહીં !

સંતાપના સમાચાર ! અલીને ધબોવી રોપ માં ને રોપમાં, અને કોઇ જબરી ધાડ મારી જંગ જીત્યો હોય તેમ દમામમાં આપણે બાઇ સાહેબ બ ગીમાં બિરાજી વાલકેશ્વર તરફ ચાલ્યા તો ખરા, પરંતુ " માર ગુંદેને કર સુધું " કર્યાનો હવે ગભ રાટ થવા માંડયો ! ઘરમાં કેવી મોહોકાણ મંડાઈ હશે ! બાયડીએ કેવી ધમાચકડી માંડી હશે, ને કે વા સનાંનના સમાચાર સળેરી ગયા હશે તેના સં તાપ મને થવા લાગ્યો ! વળી ઘેર ગયાં પછી રાંડ કેવી જાત જણાવશે ! મારા કેવા હાલ કરશે ! તે ણીને હું શું જુલાબ દઇશ ! તેણીના જખ મારવા ગયલો નિજાસ હું કેવી રીતે ઠેકાણે લાવીશ ! અને તેણીના ગરમ ગરમ મનોલ તામસનો હું શો ઉપા ય લઇશ ! તેમજ ઘરમાં પેઠા પછી મારી કેવી ગ તી થશે ! કેવી દહાએ તે રાંડ મને પોંચોંચાડશે ! અને કેટલીક ફજેતીનાં ચીથરાં ફાડશે ! તે સઘળા નો એટલો બધો સામટો વિચાર મારા મનમાં ગુંચ ગું વળી ગયો કે હાય હાયરે મારૂં ધોતિયું ને પોતિ યું પણ ઢીલું ઢબ બની ગયું ! કાછડી ને પાટલી કુ દાકુદી કરવા મંડી પડયા ! કાછડી ઘાલું તો પાટલી નાહાશવા માંડે, અને પાટલી ખોસું તો કાછડી દોડી જાય ! ત્યારે હું તે હવે શું કરૂં ! કોની મદદ લઉં ! કોને કહું કે મારા ધોતિયાને તાણી બાંધો ! મારો તો જીવજ નરમ ઘેંસ ને પાતળા પાણી જેવો બની ગયલો તેથી મને તો કંઇ સુઝેજ નહીં કે ધોતિયાને કેવી રીતે વશ કરવું ! તેમાં પણ વળી જો માત્ર કા છડી કે પાટલી—એમાંથી એક પણ ઠેકાણે હોત તો વળી એકને તો પોહોંચી વળત ! પણ અરે બાપરે ! આ તો બંને જણીઓ સંપ સંપીને મને સંતાપ વા મંડી પડી ! એટલે પછી આ એકલવાયો, નાજુ

ક ને અણું સરખો જીવ તે ક્યાં ક્યાં પોહોંચે ! કો ને કાબુમાં રાખે ! અને એકલે હાથે કેટલું કરી શકીએ ! એક હાથે ધોતિયું પકડેલું ! બીજે હાથે કાછડી પકડેલી ! અને એ પ્રકારે બંને હાથ રોકાઈ જવાથી પાટલી વહાલા મુઈ માથા વગરની બની ગઈ ! અને હિમ્મતથી એવી તો જોસસાં આવી ગઈ કે મને તોબા તોબા કરી નાંખ્યો ! આખરે ત્યારે નહીં રેહેવાયું ત્યારે ગાડીવાળાને નરમાશથી અરજ કરી, જે પરથી તે બાપડાએ મારી દયા આણી, અને કાછડી ને પાટલીને તેણે બન્ને હાથે પકડી રાખી! બાદ મેં મારૂં ધોતિયું તંગ કરીને પેહેર્યું, અને પાટલી ને કાછડી એવી તો સજડ ખોસી કે ફરીને તે હરામજાદીઓ તોફાન કરવામાં ફાવીજ નહીં! એટલે એ સંતાપ તો દુર થયો ! એક પિડામાંથી પરમેશ્વરે ખરેખરા ઉગાર્યો !

પણ ઘરની પિડા તો વળગેલીજ હતી ! ઘરમાં કેવુંક રમખાણ જાગ્યું હશે ને શી રામડોળી વળી હશે તેનો તો કંઈ પણ ખ્યાલ વાંચનારને થાય ખરો ? ! હજુઓ ત્યારે હું ગાડીમાં બેશી વાલકેશ્વર ને રસ્તે ચાલ્યો, એટલે મારી રાંડે તરતજ મારા નામનાં છાજીયાં લેવા માંડયાં ! રડારોળ કરી મુકી છાતી માથાં કુટયાં ! છોકરાંઓને ધડોધડ ધબો વી નાંખ્યાં, ને મારી રીશ તે બિચારાં પંખિઓપર કહાડી ! ઘરમાં ખાવા પીવાનું વગેરે જ્યાં ને ત્યાં પડયું રહ્યું ! ખુબ ઢોંગ માંડયો! અને અધુરામાં પુરૂં વળી બાકી હતું તેટલું પણ પુરૂં કીધું ! એટલે અત્યાર સુધી માત્ર ઘરમાંજ રડારોળ કરતી હતી તેને બદલે હવે તો બાહાર ઓટલે આવીને છાતી માથાં કુટી કાહાડયાં ! હાય પીટ કરવા માંડી ! અને મોહોટી પોક મુકી રડવા કુટવા મંડી પડી ! કેવી રીતે કુટવા લાગી તે જરાક ધ્યાન દઈ સાંભળજો;—

હાયરે માંડી.  
સારો હુતી.  
હાયરે મારા.  
હાયરે માટી.  
હાયરે ગયા.  
...પરે રણ્યા..  
હાયરે તમારા.  
હાયરે મીજબાની.  
હાયરે વાલકેશ્વર.  
હાયરે ખાવાનુ.  
હાયરે બળ્યું.  
હાય હાય હાય.

ઉપર પ્રમાણે ઉઘાડે ઓટલે છચોક કુટવા મંડી પડી ! વેશ જબરો ભજવ્યો ! ખરેખરી જાત જણાવી ! આથી પાડપડોશીઓ આસપાસથી દોડી આવ્યા ! અને " શું થયું ? શું થયું ? " વગેરે પુછવા લાગ્યા ! પણ રાંડ એવી પાકી કે કોઇને કંઈ પણ ખુલાસો કરેજ શાની ! બશ કુટયાજ કરે ! તેથી પાડપડોશીઓ સમજ્યા કે " કોઈ મરી ગયુ હશે ! " આમ ધારી તેઓ સ્મશાન જવાને વેશે ડાઘુ બની ત્યાં એકઠા થયાં ! શેહેરમાં ન્યાતના લોકો તેમજ સગાંવહાલાંઓમાં આ ખબર પણ ફેલાઇ જતાં તેઓ પણ તાબડતોબ આવી પોહોંચ્યા ! અને ડાઘુ તથા બઈરાઓની જબરી ઠઠ ઝામી ! આ સઘળો વરઘોડો ઘર આગળ ઝામેલો હતો, ત્યારે આપણુ બંદા વાલકેશ્વરના બંગલામાં પગપર પગ ચઢાવીને જમવા બેઠેલા હતા, અને અરધું પરધું ખાધુ નહીં ખાધું, એટલામાં તો ઘરના રડાકુટના સમાચાર લઇને એક પડોશીનો છોકરો આવી પોહોંચ્યો, ને તેણે મને જમતો ઉઠાડી કહ્યુ " કાકા, હમણાં ને હમણાં ઘેર ચાલો. ઉતાવળનું કામ છે. " આ સાંભળી આપણા તો હાંજા ગગડી ગયા ! હબકીને હું જમીનપર ગબડી પડયો ! મારા તમામ મિત્રો આ જોઈ મારી પાસે દોડી આવ્યા, અને મને ઉંચકી શાંત કરી ગાડીમાં બેસાડી મારે ઘેર વિદાયે કીધો. આખે રસ્તે હું તો તદ્દન બેહેબાકળો જેવો બનેલો હતો, અને ઘેર શું થયું હશે, તેને માટે મોટી ફાળ પડી હતી! ઘર પાસે આવ્યું, અને ત્યાં સઘળાં એકઠા મળેલા ડાઘુઓને જોઇને વળી મારો જીવ તળે ઉપર થઈ ગયો, રખેને અલીએ બાયરીમાંથી જડી આપઘાત કીધો હોય, રખે છોકરામાંથી કોઈનું કંઈ આ

. અને
તા- માંથી હું
પુછ્યું કે "શું ." પણ
તે મુન્ય રહ્યાં, અને હું
સ ગયો કે "મારી ફજેતીના
કરે !!! તમામ બનેલી બિના આવેલા જન
મંડળને કેહેવાની મને ફરજ પડી, અને સઘળાઓ
મારી અલીની આવી હરામી ને કુળને લાંછન લગા
ડનાર ચાલને માટે તુચ્છકાર ને ધિક્કાર બતાવવા લા-
ગ્યા તથા સર્વ કોઈ તેણીના જંજેરમાન સ્વભાવને
હવે બરાબર જાણી ગયા. અરે ભુંડી રાંડ, તેં પણ
વાતનું વતેસર કરી નાંખ્યું ! સ્ત્રી જાત કોઈની નહી.
નઠારામાં નઠારી જાત નારીની !

પ્યારા વાંચનારા બાયડીને છેડીને મેં કેટલો સાર
કહાડયો તે તો તમે હવે જાણી ગયા ! અને મારી
ફજેતી થયાં પછી હું એટલો બધો ચમકી ગયો કે
તે દિવસથી તે રાંડનું નામજ દેવાનું હું ભુલી ગયો!
તે કહે તે લાખ રૂપિયાની વાત ! અને બાયડી
બોલી તે પરમેશ્વર બોલ્યા ! તેવી રીતે તેણીના હુ-
કમમાં હું હમેશાં રેહેતો ! અને તેથી ઘર ખટલા-
ની તમામ જંજાળ મારે માથેજ આવી પડી !
અત્યાર સુધી તો તેણી લગાર પણ શરમાતી, પણ
હવે તો ખરેખરી માથાની થઈ, અને ધાક તથા ત્રા
સથી મને જાણે અધમુવો કરી નાંખ્યો ! "હાથના
કર્યાં હઈયે વાગ્યા ! તેવો ખેલ બન્યો ! તે દિવસે
મારો મિજાજ ગુમાવી તેણીને ધબોવી નાંખી નહી
હોત તો થોડો ઘણો ધાક હતો તે કાયમ રેહેત. પણ
હવે તો તેણી નફકરો ગોધો હોય તેવી બની ! કેહે
વત છે કે "જેણે મુકી લાજ તેને નાનું સરખું
રાજ ! તેમ તેણી નિર્લજ ને નફટ નારી બની
ગઈ ! અને "હરામીના બે ભાગ ! તે કેહેવત પ્રમા
ણે આપણે તેણીનાથી ડરીનેજ ચાલતા ભાઈ !
નમીને ચાલવામાંજ માલ છે ! "નમ્યા તે તો પર-
મેશ્વરને ગમ્યા."

હવે મારી કીકી ને મારો કીકો ઉંમરે પહોં-
ચ્યાં, અને તેથી તેમનાં લગ્ન સંબંધી વિચાર
કરવાની વાત આવી. મારા કીકાને માટે તો કન્યા
ઠીક મળી ગઈ એટલે એ વાતનો તો કશો સંતાપજ
નહોતો, પણ કીકીને માટે કેવું ઘર શોધવું તે વાત
બહુ વિચારવાની હતી. કન્યા લાવવામાં વાંધા આ
વે નહીં, પણ કન્યા આપવી તેમાં તો બધોએ વિ-
ચાર કરવાનો. આ બાબતમાં એક શાંતિનો દિવસ
જાણી હું અને મારી અલી જમીને હીંચકે ઝુલતા
હતા તેવામાં મારા પ્રત્યે તેણીએ પુછ્યું:—"મોંકુ
સાંભળ્યા છો કે કીકાના બાપ, આપણી કીકીને માટે
ઘર શોધવું જોઈએ તેનો કંઈ વિચાર કીધો ?"

"તે શોધવાનું કામ તારૂં છે પ્યારી. માટે
તારી મરજી પ્રમાણેનું ઘર શોધી કહાડી મને કેહે-
જે એટલે ન્યાત રીત પ્રમાણે વિવાહ કરીશું" મેં
લગાર નમ્રતાથી દરશાવ્યું.

મારી અલીએ અગાઉથીજ પોતાના મનમ
નક્કી કરી રાખેલું હોવાથી તેણી બોલી "મારા
ધ્યાનમાં તો પેલો **મોહોકમીણદાસ મસાણદાસ**
વર ઠીક પડે છે, માટે તેની વેરે આપણી કીકીને
દઈશું."

"અરર ! એવા બુઢા ખોખરાને આપણી આવી
કોમળ બાળકીને દઈને શું ખાડામાં હોમવી છે !!"
મેં બહુજ દલગીરી ને મિજાસથી જણાવ્યું, અને
મારી અલીની આ વાતને છેક ધિક્કારી કહાડી આ
થી તેણી પણ મિજાસ ખોઈ બેઠી, અને મોંનો દાચરો
એવો તો દોઢ મણનો ચઢાવ્યો કે જાણે નકરી ડાકણજ
જોઈ લેવી અને થોડીક વાર તેવીજ રીતે રહી આ
જોઈ મને મારી આગળની ફજેતી યાદ આવી,
અને તેથી મેં વિચાર્યું કે "જો આ વખતે હું
એ રાંડનું ધાર્યું નહીં કરીશ તો વળી રાંડ કજીયો
કરી વિવાહનું વરશી કરી રંગમાં ભંગ કરી નાંખશે!
માટે બળી પચાત ! છોકરીનાં નશીબમાં હશે તેમ
થશે" આમ વિચારી મેં ધીમે રહીને ફેરવી વાળ્યું
કે "પણ જોની અલી, તું જે વરની વાત કરે છે
તેને કંઈ પુરા પોણોસો વર્ષ તો થયાં નથીની વારૂ?"

મારી અલી બોલી "ઘણું તો વળી સાઠ
વરસ થયાં હશે. તેમાં તે શું થયું ? જુવાન કે પ

રડા, આવરદા આગળ કોઇનો ઉપાય નથી. શું ઘરડા મરતા હશે ને જુવાન નહીં મરતાં હોય કેમ ?"

આ સાંભળી આપણે છક થઈ ગયા, ને તેણીના હુકમ પ્રમાણે મેં પણ ડોકું ધુણાવ્યું કે "ના ના અલી હવે તારી વાત મારા ધ્યાનમાં પણ ઉતરી હોં, એવો મોટો પઇસાવાળો પણ આપણી ન્યાતમાં બીજો કોઈ નથી. માટે એની સાથેજ કીકીના વિવાહ કરવા. કાલે ને કાલે ગોરને બોલાવી સારૂં મુહુરત જોવડાવી ચાંલ્લા કરી દઈએ. નહીં તો વળી એવું ઘર ફરી ફરી મળશે . આવી. રીતે ઉપરથી ખુશી બતાવી તેની હાએ હા કહી કાશળ પતાવી.

બીજે દિવસે ગોરને તેડાવી મુહુરત જોવડાવી વરવાળાને ત્યાં કેહેવડાવી તથા સઘળું નક્કીં કરી સારો દાહડો જોઈ વિવાહ કીધો અને પછી બીજા મહિનામાંજ લગ્ન પણ કર્યાં. કીકાનાં લગ્ન, કીકીનાં લગ્ન થયાં બાદ બીજે દિવસે ઠરાવ્યાં હતાં તેથી પ્રથમ કીકીનાં લગ્નની ધામધુમ કરવા માંડી, અને લગ્નને દીવસે હિંદુ રીત પ્રમાણે વરરાજા ઘોડે ચઢીને બારણે આવ્યા. તેને મારી અલીએ પોંકી માંહ્યરામાં પધરાવ્યા. એટલે તો જોઇ લો મઝા ! ચોગરદમ હસાહસ ચાલવા લાગી ! સહુ કોઈ થુ થુ થુ કરવા મંડી પડયા ! અને આવા બુઢા ખખ જેવા ડોબર કાટને કોટે એક ઉઘરતી નિર્મળ બાળકીને વળગાડવાથી આખી ન્યાતમાં, તમામ સગાં વહાલાંઓમાં, પાડપડોશીઓમાં અને આખા શેહેરમાં મારે માથે ફિટકાર થઇ રહ્યો! ઘણાકોએ તો મને મોંઢા મોંઢ ધીક્કાર દેવા માંડયો! આથી હું છેક શરમિંદો થઈ ગયો અને ખરેખરૂં નીચુંજ ઘાલવું પડયું ! હું શું જુવાબ દઉં ? ! મારૂં મોં શું જોઈને બતાવું ? ! આવી રીતે મારા મનમાં હું તો જાણે જીવતોજ બળવા લાગ્યો ! વગર દેવતાએ, વગર અગ્નિએ અને વગર અંગારે મારૂં હૃદય જીવતુંજ બળી ચાલ્યું! મેં તો

એ.
માં મો
મનમાં કરી
ઘરનું દાડો ગયો, ને ઘરન
કે મારો પ્રાણ પરમેશ્વર અ.
મરતાં મારાં વચનો એટલાજ હતાં કે "ક.
પણ ભુંડી, કમજાત ને હરામી સ્ત્રી સાથેપા.
નહીં " આ અંતના શબ્દોચ્ચાર સહ મારા પ્રાણ ગયો !

વાંચનાર ગ્રહસ્થો! બિચારા **નથુભાઈના** તો ઉપર પ્રમાણે હાલ થયાં, અને તેથી લગનમાં વધન આવી પડયાં! જે બારણામાં લગ્નની ખુશાલીનાં ધોળ–મંગળ ગવાતાં હતાં તેજ બારણામાં જોત જોતામાં બાયડીઓનું કૂટવાનું શરૂં થયું ! લગ્નમાં પધારેલા સાહાજનીઆઓ ઘેર જઈ લુગડાં બદલી ડાઘુ બનીને આવ્યા ! અને લગ્નના મંડપ ને માંહ્યરામાંથી ગરીબ બાપડા **નથુભાઈના** મુડદાની ઠાઠડી પસાર થઈ! તેની સ્ત્રી રંડાઈ! ઈશ્વરે તેણીના હરામીપણાનો બદલો આપ્યો. સ્વામિની સેવા કરવાને બદલે સ્વામિ પાસે પોતાની સેવા કરાવનારીના આવા બુરા હાલ થયાં ! ચુડો ચાંલ્લો ને સૌભાગવંતિનો શણગાર નાશ પામ્યો, અને રંડાઇને ખુણે પોક મુકતી બેઠી ! ! !

**સાર**—આ રમુજી વારતાનો સાર માત્ર એટલોજ લેવાનો છે કે સ્ત્રીએ પોતાના સ્વામિને પોતાના હુકમમાં ને હુકમમાં રાખવાના કરતાં સ્વામિની આજ્ઞાનેજ આધીન રહી સ્વામિ સેવામાં સદા તત્પર રેહેવું. જે સ્ત્રીઓ સ્વામિને તુચ્છ ગણી તેને માથે છાણાં થાપે છે તે નઠારી ને નિંદિત ગણાય છે એટલુંજ નહીં, પણ તેનું કદી પણ ભલું થતુંજ નથી, આ નક્કી માની રાખવું. માટે સર્વદા સ્વામિ સેવામાં રેહેવામાંજ સ્ત્રીઓની શોભા છે ને તેમાંજ તેણીઓનું શ્રેય છે.

સમાપ્ત.

“ ...વ ચવ”

એક અત્યંત રમુજી ને વાંચવા લાયક

માસિક ચોપાનિયું આવતા જુલાઇ માસથી

પ્રગટ થશે.

---

આ ચોપાનિયામાં

ઘણા રસિક ને વિધ વિધ વિષયો લખવામાં આવશે.

કીંમત–મુંબઈનાં ગ્રાહકો પાસે વર્ષ એકના માત્ર આના બાર

દેશાવરવાળાઓ પાસે ટપાલ સાથે રૂ. ૧

અગાઉથી લીધામાં આવશે.

---

નામ નોંધાવવાનું ઠેકાણું—“ભીમ સેન” ઓફીસ

ભુલેશ્વર, બીજે ભોઈવાડો;

મુંબઈ.